## લેખકનાં પુસ્તકો :

૧ રસ-ગીતો
૨ વાતોનું વન
૩ સંસાર-એક નાટક
૪ મત્સ્યગંધા અને બીજાં નાટકો*
૫ માલાદેવી અને બીજાં નાટકો
૬ શકુન્તલા રસદર્શન-ત્રિઅંકી નાટક
૭ રાસ-અંજલિ
૮ કીર્તિદાને કમળના પત્રો (ટૂંક સમયમાં પ્રગટ થશે)
૯ શૈવાલિનિ અને બીજાં નાટકો ,,
૧૦ આપણા મહાજનો અને બીજા લેખો ,,
૧૧ છૂટા છવાયા લેખો ,,

---

*આ નાટક મુંબઈ યુનિવર્સિટીએ એમ. એ.ની પરિક્ષા માટે પાઠ્ય પુસ્તક તરીકે નક્કી કર્યું છે.

મુદ્રણસ્થાનઃ જૈનાનંદ પ્રી. પ્રેસ, દરિયા મહેલ, સુરત.
મુદ્રકઃ શા. મોહનલાલ મગનલાલ બદામી



: આવૃત્તિ પહેલી :
: ડિસેંબર ૧૯૩૫ :
: પ્રત ૧૧૦૦ :
: મૂલ્ય ~~[illegible]~~ : ૩-૦૦ રૂ.





પ્રકાશકઃ
મૂળશંકર સોમનાથ ભટ્ટ.

# સ્વ. સૌ. બ્હેન ચાનિલક્ષ્મીને:

તું વિરાટે લીન થઈ ગઈ, છે બની વિશ્વજ્યોતિ,
તોયે ઝંખે ઉર ગરીબડું, "બ્હેન" કહી બોલવાને.

મહાશક્તિનાં હૃદય વસતી, વ્યોમની તું વિહારી,
હું જાણું છું જગતભરની સર્વ સમૃદ્ધિ ત્હારી,

તો યે ત્હારાં પદ કમળમાં ચાપું આ અંજલિ હું
અશ્રુભીંજ્યાં ઉર-ઉમળકે બ્હેન લેજે સ્વીકારી.

કાઠિયાવાડથી માંડી મુંબઈ સુધીના ગુજરાતમાં સ્થળ સ્થળની સુન્દરીઓના રૂપરંગ જુદા છે, એમ અનુભવીઓ કહે છે. કવિ ન્હાનાલાલે "આવો, આવોને સખિઓ"વાળા પ્રસિદ્ધ રાસમાં એની સવિસ્તર યાદી આપી છે. જેમ આ રૂપરંગ જુદા છે તેમ ત્હેમને પ્રિય થએલા ઢાળોની ભાત અને તરેહ પણ જુદી છે......ઓછે વત્તે અંશે તો એકજ સ્થળની વ્યકિતઓમાં પણ આ રુચિભેદ દ્રષ્ટિએ પડે છે. મ્હારા પરિચયના એક સન્નારીને મંદ અનિલ જેવી મધુર, સૌમ્ય અને કેંક કલ્પનામય, સંગીતના છાંટણાવાળી હલક પ્રિય છે; બીજી તર્ફે લગભગ એટલાંજ શિક્ષણ અને સંસ્કારવાળાં એક રસિક કુમારિકાને યૌવનના ઉછાળા જેવી ગતિ ને વિદ્યુતના ચમકારા જેવી કલ્પના વધારે રુચે છે; વળી, કોઈને હંસ પેઠે ઝૂલવું છે ને કોઈને હરિણ પેઠે કૂદવું છે. એ તો એવુંજ હોય છે; કોઈને જાઈ તો કોઇને જાસંવતિ પ્રિય હોય છે; ગુલાબની સુગંધે કે પદ્મના પરિમલથી કોઈની રસતૃષા છીપે છે તો કોઇને બટમોગરાની મ્હેકથી લહેર આવે છે...આવાં ભિન્ન ભિન્ન રંગરાગના સમગ્ર વાચકવૃંદને એક સામટી અનુકૂળ થાય એવી સામગ્રિ એક ન્હાના સંગ્રહમાં આપી શકવી એ જેટલું કોઈ પણ લેખક માટે અઘરૂં છે તેટલો લેખકનો સંકોચ સહજ છે. આ કારણે આ સંગ્રહ પડતરમાં નાંખવાનો વિચાર કેંક થતો હતો; પરંતુ આ પૈકી કેટલાક રાસ વિષે ભિન્ન ભિન્ન કક્ષા, સંસ્કાર અને સ્વભાવના વાચક–શ્રોતાઓનો તાજેતરમાં જૂદા જૂદા પ્રસંગોએ પરોક્ષ કે અપરોક્ષ અભિપ્રાય સાંભળ્યા પછી એ સંકોચ કેંક અંશે દૂર થાય છે અને પરિણામે આ સંગ્રહ ગુજરાતની રસિક સુન્દરીઓ સમક્ષ–એમની રસરુચિ થોડી ઘણી પણ સંતોષ પામશે એવી ઉમેદ સાથે–રજુ કરૂં છું.

રાસ એટલે ગુજરાતી સુન્દરીના હૃદયની ગુપ્ત-અગુપ્ત રસોર્મિની લહરિઓ. એની હીંચ, એનો ઝોક, એના તરંગો, એનાં તાલ અને ડોલન—એ સર્વ, સુન્દરીના ઉર ઉમળકાની કારિગિરી છે. તે છતાં આજકાલ સંગીતના શિક્ષકો કે ઉસ્તાદો પાસે રાસના નવા ઢાળ કૈંક ઉસ્તાદી તરેહમાં બેસાડવાની પ્રથા પડતી જાય છે. એથી રાસમાં સંગીતની ઝમક આવશે પણ ગરબાની હલક ઓછી થશે એવો ભય રહે છે.

આ રાસ લગભગ એકજ મહિનામાં રચાયલા; એટલે ધ્વનિ, વિચાર કે વાતાવરણનો આકાશ ઘુમ્મટ કોઇકવાર કૈંક અંશે એકજ રહેલો લાગે તો રસજ્ઞવિદો તે નભાવી લેશે એવી આશા છે.

એક તત્વવિવેચક કહે છે કે જીવનમાં બધું આકસ્મિક બને છે. એ તો કોણ જાણે. પરંતુ આ રાસની શરુઆત તો આકસ્મિક થઇ હતી. મ્હારી એક ન્હાનકડી મિત્ર-ચિ નલિની ત્રિવેદીએ એકવાર એક જૂના રાસને નવા ઢાળમાં ગાઇ સંભળાવ્યો. એ ઢાળ મધુર અને આકર્ષક લાગ્યો—અને ત્યારથી આ સંગ્રહનું ખાતમુહૂર્ત થયું. તે પછી કેટલીક સંસ્થાઓ તર્ફે જયન્તી તથા વાર્ષિક ઉત્સવો માટે રાસની માંગણી થઈ...આ પ્રસંગે ચિ. નલિન પ્રત્યેનું ઋણ સ્વીકારું છું.

આ સંગ્રહના થોડાક રાસના ઢાળ નવા છે. તેમાં કેટલાક ઢાળ સરળ છે. એટલે તેના સ્વરાંક આપ્યા નથી. બીજા કેટલાક અમૂક ઢાળમાં આકર્ષક થશે એમ લાગવાથી તેના સ્વરાંક આપ્યા છે. મ્હારાં મિત્ર, શ્રી. બ્હેન કુમુદિની ત્રિવેદીએ અસ્વસ્થ પ્રકૃતિ, અને બીજા જરુરી વ્યવસાય છતાં, 'કહાન નહિ હુ વ્રજનારી રે', 'પનિહારી', 'ફાગુનના દિન જાય'; 'મુકિતનાં અધીર' તથા 'વસન્ત'ના સ્વરાંક અતિશય ઉતાવળે કરી આપ્યા તે બદલ એમનો અત્યંત ઋણી છું. તેમજ બાકીના સ્વરાંક કરી આપવા માટે તથા બીજી રીતે મદદ આપવા માટે મ્હારા મિત્ર, ભાઈ કંચનલાલ મામાવાળાનો સહૃદય આભાર માનું છું. છેવટે આ સંગ્રહનું પ્રકાશન ઉમંગભેર માથે લેવા માટે શ્રી. મૂળશંકરનો તથા કાળજીપૂર્વક એનું મુદ્રણ કરવા માટે શ્રી. મોહનલાલ બદામીનો આભાર માનું છું.

ગોપીપરું, સુરત.
ડિસેમ્બર ૧૯૩૫.

# श्रद्धा-अंजलि

# આર્યકુમારી

[ ઢાળ: હું રે રબારણ હો, ગોકૂળ ગામની ]

હું રે કુમારી હો, આર્યોનાં કૂળની
રમવી હો કુદડી અનંત,
કુમારી હો, આર્યોનાં કૂળની.

મ્હારે ઉછંગે હો, રામ ને કૃષ્ણ રમ્યા'તા,
એથી યે ઉચ્ચ અભિલાષ-કુમારી હો.

મ્હારે આંગણિયે હો, બાર બાર સૂર્યો પ્રકાશ્યા,
એટલાંથી કોડ ના પૂરાય-કુમારી હો

મ્હારે તો રચવાં હો વિશ્વો વિરાટ કૈં
પૃથ્વીમાં ચિત્ત ના સમાય-કુમારી હો

મ્હારાં તો સ્વપ્ને હો, પરિબ્રહ્મ લાગે અધુરો
આદિ હું માયા સ્વરૂપ-કુમારી હો



રાસ ૨



# એ ચન્દ્રમા

તેજનાં અમૃતે સુહાતો,
એ ચન્દ્રમા,

જોને, રોહિણિ, પેલો આવ્યો

આયુષ્ય ફુલ શું, સુન્દરીનાં સ્મિતશું,
અભ્રભરી અમી લાવ્યો, એ ચન્દ્રમા, જોને

રસની કુંપેરો વીણી વીણી લાવી,
અનન્ત એ મલકાયો, એ ચન્દ્રમા, જોને

સ્નેહ ભર્યાં એનાં હાસ્યે લસન્તો,
આનંદ તો ના સમાયો, એ ચન્દ્રમા, જોને

જગની આશા ને જગના ઉલ્લાસો,
ઝીલતાં એય ઝીલાયો, એ ચન્દ્રમા, જોને

# સંધ્યાનાં ગીત

[ ઢાળ: તરસ્યાં સૌ મુક્તિનાં અધીરાં ]

સંધ્યાનાં ગીત એ મધુરાં
સખીરી આજ ગગને જુઓરે

સૃષ્ટિનાં સ્વપ્ન શાં અમોલાં
સખીરી આજ અમથાં ઝૂરેરે—

દિગ્ કુમારી કોડથી રમન્ત નૃત્ય-રાસ જો
રણુકે અનન્તમાં નુપૂર
હાંરે સખિ અમથાં ઝૂરે

દૈવી સિતારી લઈ કરે, નવાં રચન્ત સૂર એ
આત્માનાં ઘેન એ પ્રફુલ્લ
હાંરે સખિ અમથાં ઝૂરે

ઝીણી મૃદુલ ઓઢણી નભે પ્રસારે ચિત્ર કૈં
મેઘના ધનુષ્ય શા સુરંગ
હાંરે સખિ અમથાં ઝૂરે

વૈભવો સમષ્ટિના ઉપહાર વેરતી બધે
વિશ્વને તેડતી સુદૂર
હાંરે સખિ અમથાં ઝૂરો

શ્રમિત પ્રકૃતિ ઉરે ઉલ્લાસ આશ કૈં ભરી
રજનીનો કોલ એ સ્મરન્ત
હાંરે સખિ અમથાં ઝૂરો

સંસારના વિરાગની સ્મૃતિ ભૂલાવી એ રહી
રસિકો રસ–રાત્રીએ વહન્ત
હાંરે સખિ અમથાં ઝૂરો

અનંગ, ચન્દ્ર ન્હોતરી, ત્યજાવતી એ રૂસણાં
રસિયાં મધુદર્શને અધીર
હાંરે સખિ અમથાં ઝૂરો

---
સ્વરાંક માટે જુઓ પૃ. ૪૭

## કહાન, નહિ હું વ્રજનારી રે

કેડો મેલો, કેડો મેલો,
કહાન નહિ હુ વ્રજનારી રે—
કૂળમાની છું, સતી નારીરે,
આર્ય કૂલે હું વસનારી રે, કેડો મેલો

ચન્દ્રી તારા તોરણ ગુંથ્યાં,
દિવ્ય કુસુમ લણનારી,
કેડો મેલો, કેડો મેલો,
ગિરિશૃંગે હું રમનારીરે, કેડો મેલો

અમૃત અંજલિ ભરી ભરી વેરૂં,
દધિશું ના લઢનારી,
કેડો મેલો, કેડો મેલો,
સ્વર્ગ નવીન હું રચનારીરે, કેડો મેલો

વિશ્વ સમૃદ્ધિ ઉર નહિ રાચે,
નહિ હું ગોપ કુમારી,
કેડો મેલો, કેડો મેલો,
સ્વપ્નસંગ હું ફરનારીરે, કેડો મેલો

બંસી નાદથી મુગ્ધ નહિ થાઉં,
નહિ હું નટની નારી,
કેડો મેલો, કેડો મેલો,
આત્મસૂરો હું પૂરનારી રે, કેડો મેલો

---

સ્વરાંક માટે જુઓ પૃ. ૪૮

# અનન્તના હિન્ડોલે

દૂર દૂર ના, એ બ્રહ્મનો ઉતારો, હો જોગીરાજ
અહાલેક ભેખ ના ઉતારશો

દૂર દૂર ના, જરીયે દૂર કંઈ ના,
અનાદિ એ વિસામો, હો જોગીરાજ,
કૈવલ્ય મંત્ર ના વિસારશો

સાવ સામે, ઉદયાસ્ત જ્યાં વિરામે,
ત્યાં કાલનો કિનારો, હો જોગીરાજ,
વેદિનો અગ્નિ ના બૂઝાવશો

જીવ ઝંખે 'સંસાર રમ્ય લીલા,
એ સ્વપ્નની કલાઓ, હો જોગીરાજ,
માયાનો રંગ નહિ ધારશો

પૂર ભવનાં શમ્યાં, હો સાવ સામે
દિગન્તમાં મિનારો, હો જોગીરાજ,
અંચલો ન ગેરૂનો ભિંજાવશો

પૂર્ણ જ્યોતિ અનસ્ત ત્યાં પ્રકાશે,
અનન્તના હિન્ડોલે, હો જોગીરાજ,
ચૈતન્ય બ્રહ્મમાં વિરામજો

## પનિહારી

નમી સંધ્યા, સરોવર તીરે
ઘડુલી લઈ શિરે
વિલસન્ત સહુ પનિહારી

મનભર અનિલ કુંજ ફુલની સુવાસ વહે
રમતાં સુરંગ પંખી કરતાં કલ્લોલ ત્યાં
પુષ્પો સૌ દેહ લચી ડોલે, અબોલ બોલ બોલે
વિલસન્ત સહુ પનિહારી

મદભર કોકિલ રંગરાગના ઉલ્લાસ ભરે
જળમાં સુહન્ત રમ્ય પદ્મો પ્રફુલ્લતાં
હંસો સૌ રંગ મસ્ત ઝૂલે, સલિલ ઉર ડોલે
વિલસન્ત સહુ પનિહારી

દેવ સૌ રમન્ત હોરી આભમાં ગુલાલ ઉડે
કિન્નરો શાં ગીત-ધ્વનિ ગુંજે દશ દિશમાં
વિશ્વો સૌ તાલ દઈ ઝૂલે, અનંત કાલ ડોલે
વિલસન્ત સહુ પનિહારી

રસધર વસન્ત ઉર ઉરમાં રસલ્હાણુ કરે
રસના ઉમંગી સર્વ રમતાં સુહાગી ત્યાં
રસિયાં સૌ અંગ અંગ ડોલે, સમષ્ટિ સર્વ ડોલે

વિલસન્ત સહુ પનિહારી



---

સ્વરાંક માટે જુઓ પૃ. ૪૯

# રાષ્ટ્રસંઘનો ઉત્સવ

[ ઢાળ: આજે ઉત્સવ કુસુમોતનો ]

આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો :
માત ભારતી પ્રસન્ન (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

ઉડે કીર્તિ દિગન્ત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

પ્રારબ્ધપૂર શા સંકલ્પ ભવ્ય આદર્યા
અણુઅણુમાં ધર્મ એ વહન્ત
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

આત્મદાન પ્રાણનાં સ્ફુરન્ત દિવ્ય સૌરભો
જન્મ જન્મે જીવ એ સ્મરન્ત
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

પ્રેમની સંજીવની શી મ્હોરી રમ્ય મંજરી
ઉરઉરમાં પ્રગટે વસન્ત
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

વિશ્વમાં ગભીર એની ગાજી ભેરી ઘોષણા
સાગરની પાર એ ઉડન્ત
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

પ્રેમ-શૌર્ય મંત્રના જગન્ત દૈવી તાલ એ
ગીતમુગ્ધ સૃષ્ટિ સૌ ઝીલન્ત
આજે ઉત્સવ રાષ્ટ્રસંઘનો—

# ફાગુનનાં દિન જાય

હાંરે સખિ ફાગુન આ વહ્યો જાય
હાંરે સખિ ફાગુનના દિન ચાર
હાંરે સખિ ફાગુનના દિન જાય

મ્હેંકે આ ફુલડાં ને ઝૂક્યું આ કુંજ જો (૨)
ઉરનું ઉરમાં સમાય
હાંરે સખિ ફાગુનના દિન જાય.

સૂની આ ચકવાકી, રોતો પપૈયો (૨)
વિરહનાં દુઃખ ના ખમાય
હાંરે સખિ ફાગુનના દિન જાય.

ચાર રહ્યાં ફુલ ને ચાલ્યો વસન્ત આ (૨)
નેણનાં નીર વહ્યાં જાય
હાંરે સખિ ફાગુનના દિન જાય.

સ્વરાંક માટે જુઓ પૃ. ૫૧

# દેવકુંજની ફુલકુમારી

[ ઢાળ : હું રે કુમારી હો, આર્યોનાં કુળની ]

ફુલની કુમારી હું, દેવોનાં કુંજની
ફુલડાં હો મ્હારાં અમોલ
કુમારી હું દેવોનાં કુંજની.

મ્હારાં તો ફુલડે હો જન્મોનાં પુન્ય છે
નિદ્રાવશ બાળનાં એ સ્મિત—કુમારી હું.

મ્હારાં તો ફુલડે હો, મીઠાં અમૃત છે
વ્હાલાંનાં સ્વપ્ન એ પ્રફુલ્લ—કુમારી હું.

મ્હારાં તો ફુલડે હો, મોંઘી પરાગ છે
નીતરી કૌમારની સુહાગ—કુમારી હું.

મ્હારાં તો ફુલડે હો, ચન્દ્રીયે લાજતી
સાચ્યો એ પ્રેમના અબોલ—કુમારી હું.

# મુક્તિનાં અધીર

તરસ્યાં સૌ મુક્તિનાં અધીરાં
ગરૂડરાજ વ્હેલા ઉડો રે
વિલંબ ના હવે લગીરે
ગરૂડરાજ ગગને ઉડો રે—તરસ્યાં.

ભારતી દુઃખી ઉરે અકથ્ય પ્રાણ વેદના
ભગવાં થયાં એનાં ચીર
ગરૂડરાજ ગગને ઉડો રે—તરસ્યાં.

દેશનાં વિશાળ ઉર ઉછળે છે ઉર્મિઓ
હૈયાનું મોંઘું એ હીર
ગરૂડરાજ ગગને ઉડો—તરસ્યાં.

શક્તિની અનંત આજ પ્રગટે છે ચેતના
જ્વલન્ત વીજ શી ત્વરિત
ગરૂડરાજ ગગને ઉડો—તરસ્યાં.

પલક પલક દિશ થાય, વ્યોમ આકળું અતિ
અનુકૂળ વાય છે અનિલ
ગરૂડરાજ ગગને ઉડો—તરસ્યાં

*

આભમાં ઉગી રહ્યો અનસ્ત સૂર્ય જો, જરા
થંભ્યો છે કાલનો પ્રવાહ
ગરૂડરાજ ગગને ઉડો—તરસ્યાં

વિશ્વ વાટ જોતું ઉભું; વિરમ્યો છે વારિધિ
નક્ષત્રો ગાય છે મધુર
ગરૂડરાજ ગગને ઉડો—તરસ્યાં

—પિતૃઓ અતૃપ્ત હજી, ભાગ્ય લેખ, જો બાલા,
દેવનાં છે આશીર્વચન
ગરૂડરાજ ગગને ઉડો—તરસ્યાં

# વસન્ત

હાંરે સખિ ચાલો, મધુવન કુંજે
મધુની મૌ ચાલો,
ઋતુના રંગ લઈએ

હાંરે સખિ ચાલો, વસન્ત આ આવેલો
રમન્ત ફુલ બાગે, સમિરના હિન્ડોલે,
ઋતુનાં રંગ લઈએ

જોને સખિ બોલે, પપૈયો ઉર ખોલે
નવરંગ દિશ ડોલે, મયૂર નૃત્ય ખેલે
હાંરે આમ્રકુંજે, મધુપ મસ્ત ગુંજે
કોયલ કંઠ ટહુકે ને વિશ્વગીત ગુંજે
ઋતુના રંગ લઈએ

જોને સખિ ઝુલી અશોક વૃક્ષ ડાળો
રસમસ્તી રંગઘેલા વિહંગને હિંચોળે
હાંરે આસઝૂલે, રસેન્દ્ર ચન્દ્ર ઝૂલે
આ ચન્દ્રિકા સુહાગી અમૃત વિશ્વ રેલે
ઋતુનાં રંગ લઈએ

જોને સખિ ખેલે, અનંગ હોરી ખેલે
સુવાસ વિશ્વ મ્હેકે, પ્રકૃતિ રંગ ખોલે
હાંરે સખિ ચાલો, વસન્ત દેવ પેલો
રસકુંજને મ્હલાવે ને ઉર સર્વ ડોલે
ઋતુનાં રંગ લઈએ

---

સ્વરાંક માટે જુઓ પૃ. ૫૨

# કોયલને સંદેશ

[ ઢાળ: જા રે મથુરાં હાં ક્હાનાને, ગાગરિયાં ફોરી ]

જાને બ્હેનાં, કહે કોયલને
ગાને તું થોડી

એ સૂરો તો ઉર મૂઝાવે (૨)
કલ કર નન્દ કિશોરી હાં....હાં....ગાને

આકાશે રસ-ચન્દ્ર ઉગ્યો આ (૨)
ઉભય થતાં મુજ વેરી હાં....હાં....ગાને

કેમે કરી કૃષ્ણ વ્રજ નહિ આવે (૨)
કઈ રીત ખેલું હોરી હાં..હાં....ગાને

# મૈયાનાં ચર્ણે

મૈયા મ્હારી, ત્હારાં ચર્ણે જીવ્યું મરવું ધન્ય છે
મૈયા મ્હારી, ત્હારે ચર્ણે ઝૂક્યું મુજ આ શિર છે
શિર છે, આ કર છે, આલમ બધી ભરપૂર છે (૨)
તવ ચર્ણે ઝૂક્યું શિર છે
ઝૂક્યું મુજ આ શિર છે
સુહાગિ મૈયા, ત્હારાં ચર્ણે ઝૂક્યું મુજ આ શિર છે
ઝૂક્યા સાગર નીર છે
તવ ચર્ણે ઝૂક્યું વિશ્વ છે
નૂર છે, જગહીર છે, સંસારનું નવનીત છે (૨)
મૈયા મ્હારી, ત્હારે ચર્ણે વાર્યા ભવના ભેખ છે
સુહાગિ મૈયા ત્હારાં ચર્ણે જીવવું મરવું ધન્ય છે
મૈયા મ્હારી, ત્હારે ચર્ણે વેર્યાં કોમળ ફુલ છે
ફુલ છે, આનંદ છે, કુદરત અતિ અણમૂલ છે (૨)
તવ ચર્ણે વેર્યાં ફુલ છે
અર્પ્યાં કોમળ ફુલ છે
સુહગિ મૈયા, ત્હારાં ચર્ણે વેર્યાં કોમળ ફુલ છે
શૂરા ક્ષત્રી કૂળ છે
તવ ચર્ણે સાધુ સન્ત છે
ધીર છે, પંડિત છે, મદમાતા ત્હારા વીર છે (૨)
મૈયા મ્હારી, ત્હારાં ચર્ણે, ઝૂક્યા બ્રહ્મા લેખ છે
સુહાગિ મૈયા, ત્હારે ચર્ણે, જીવ્યું જીવનું પુન્ય છે
મૈયા મ્હારી, ત્હારાં ચર્ણે, જીવ્યું મરવું ધન્ય છે

---

સ્વરાંક માટે જુઓ પૃ. ૫૩

# આમંત્રણ

[ ઢાળ: જાગરે જાગ સૂનારા ]

આભ કરે પલકારા, હો—
આમંત્રે દિવ્ય મિનારા—

પલક પલક નભદામિની ચમકે
ગહન ગગન મૃદંગો ગાજે
જગ જગ રાચે, નીર ઉછાળે
પેલા દિવ્ય કિનારા—
હો આમંત્રે દેવ મિનારા

વદન વદન ફુલ આંખડી ખોલે
નયન નયન રતિ જ્યોતિ વિલસે
મન વન ખોલે, રંગ ઉમંગે
ઉડે રસની ધારા—
હો ચાલ અમી ઝીલનારા

# ખેલો હોરી

ખેલો હોરી, ખેલો હોરી,
રસિયા વિણુ હું રમનારી રે
રઢીયાળી હો, વ્રજનારી રે !
રસરંગે હું મતવારી રે —ખેલો

વ્હાલમ આજે પરઘેર ભાળ્યા (૨)
જીદે હું લઢનારી
ખેલો હોરી, ખેલો હોરી,
રસિયાશું ના નમનારી રે—ખેલો

વ્હાલ તણું એણે મૂલ નહિ આંક્યું (૨)
રીસે હું ચઢનારી
ખેલો હોરી, ખેલો હોરી,
રસિયા શું હું વઢનારી રે—ખેલો

સ્વરાંક માટે જુઓ પૃ. ૫૩

# આતમ બોલ

આતમ-બોલ, ખોળ્યો અનંતમાં
શોધી શોધીને હું તો થાકી, થાકી-
એ આતમબોલ, શોધ્યો અનંતમાં.

ગેબી એ આભના ઉંચાણમાં, શોધ્યો સખિ,
ગેબી આ આત્મનાં ઉંડાણમાં, હાંરે સખિ
આતમબોલ ખોળ્યો અનંતમાં.

ઉંચા એ ગિરિઓના શૃંગમાં, શોધ્યો સખિ,
ઉંડા આ સાગરના નીરમાં હાંરે સખિ
આતમબોલ ખોળ્યો અનંતમાં.

ભાળ્યો ના વૃક્ષોના વૃન્દમાં, હાંરે સખિ
ભાળ્યો ના કોયલના કંઠમાં હાંરે સખિ,
આતમબોલ ખોળ્યો અનંતમાં.

દેખ્યો ના તીરથના ધામમાં, હાંરે સખિ
દેખ્યો એ પ્રીતમના નેણમાં હાંરે સખિ,
આતમબોલ ખોળ્યો અનંતમાં.

卐

# ભાભી

[ ઢાળ: ઝીણા ઝરમર વરસે મેહ ]

મ્હારી ભાભી તો મોગરાની વેલ
હેત એનાં હૈયે વસે
એનાં વદને ઉમંગનો ફાલ
હેત મ્હારે હૈયે વધે

અંગે લચન્તી કો વેલી લજામણી
હૈયે રમે ઉર્મિ માળા રે
હૈયે સખિ ખેલે વસન્ત અલબેલડી
બોલે, અબોલ, કૈં કાલા
હો હેત મ્હારે હૈયે વધે

રમતી સુરંગ જાણે વાદળી ઉતારી,
વિશ્વે પધારી ચન્દ્રબાલા રે
આલે ચળકતી વીજળી રૂપેરી
ચમકે સૌંદર્ય કેરી જવાલા
હો હેત મ્હારે હૈયે વધે

નયણાં મલકાવતી એ કુમકુમસોહામણી
આનંદ દિશ દિશ વેરતી રે
વ્હાલમ છૂપાવ્યો એણે હૈયાના ગોખમાં
ભૂલી, ભૂલીને રહેતી ગોતી
હો હેત મ્હારે હૈયે વધે

卐

# રાષ્ટ્રસભાનાં વારણાં

[ ઢાળ: ચાલો જઇયે, વર્ષા ઋતુનાં વારણે સખિ ]

આવો લઇયે રાષ્ટ્રસભાનાં વારણાં સખિ
મનહર, મદહર અરિદલની સખિ–આવો.

ધાર્યું શસ્ત્ર ખડ્ગ સત્ય, અહિંસાનો મંત્ર સિદ્ધ
અપૂર્વ એ રંગ જમાવી રહી–આવો.

જાગ્યાં લોકો, વીતી રાત, જાગ્યાં વૃદ્ધો, નારી, બાલ,
યુગ યુગનાં તિમિર જલાવી રહી–આવો.

વને* પહોંચી, વૃદ્ધ જ્ઞાને, તોયે યૌવન અંગે અંગે
ગુલાલની ફાગ ઉરાડી રહી–આવો.

પૂર્ણ પૂન્યે, ઉગ્ર તપ, પૂર્ણ ધર્મે, લક્ષ્યવેધ
સ્વાતંત્ર્યની ધૂન મચાવી રહી–આવો.

નાદે ભેરી પાન્ચજન્ય, દિશા સર્વ એ ધ્રૂજન્ત
સ્વરાજ્યનાં સૂર જગાવી રહી–આવો.

તેજે ભાનુ ભર્ગવાન, ભાગ્યે ચન્દ્ર કાન્તિમાન
મુક્તિનાં અમૃત ઝીલાવી રહી–આવો.

---

* હિન્દી મહાસભાના એકાવન વર્ષની જયન્તીના સુવર્ણ મહોત્સવ પ્રસંગે

# આત્માનાં ગીત

[ ઢાળ: હૈયાનાં હોજ આ હેલે ચઢ્યા હો ]

પ્રકૃતિ બ્રહ્મનાં પારણાં ઝૂલાવે
નિર્વાણ મંત્ર મ્હારે ગાવાંજી રે

માયા, અનન્ત વિશ્વ રાસે રમે આ
મ્હારે એ કુદડી જોવીજી રે
ઈશ ને જીવ સૌ રમણે ચઢ્યા છે
ભ્રમણમાં ચિત્ત નહિ પ્રોવાંજી રે

આત્માને જન્મના ફેરા ચઢ્યા છે
જીવની ઘટમાળ મ્હારે છોડવીજી રે
પ્રેમના જુવાળ મ્હારે હૈયે વધ્યા છે
જગનાં આંસુડાં મ્હારે લૂંછવાંજી રે

આનંદ-જ્યોતિનો સાગર ઝૂલ્યો છે
આનંદ તેજ મ્હારે વેરવાંજી રે
હુંરે વિરાટને ઝૂલણે ઝૂલાવું
આત્માનાં ગીત હું તો ગાતીજી રે

# રસગીતનો ઉત્સવ

[ઢાળ : આજે ઉત્સવ રાષ્ટ્ર સંઘનો]

આજે ઉત્સવ રસગીતનોઃ
ગાય બાલિકા સુરંગ (૨)
આજે ઉત્સવ રસગીતનો.

સૂર તાલમાં રમન્ત (૨)
આજે ઉત્સવ રસગીતનો.

કિન્નરનાં ગાન શા કે અપ્સરાનાં નૃત્ય શા
મધુમધુરાં સૂર એ જગન્ત
આજે ઉત્સવ રસગીતનો.

તાલના હિન્ડોલ પૂર્ણ, રમ્ય કંઠ માધુરી
અણુઅણુમાં ચિત્ત સૌ પ્રસન્ન
આજે ઉત્સવ રસગીતનો.

ભાવ–ના ને ઊર્મિના ઉમંગ કંઠમાં ભર્યા
કોકિલ સૌ લાજથી લચન્ત
આજે ઉત્સવ રસગીતનો.

卐

## મેઘને ઉપાલંભ

[ ઢાળ : ઓ વાંસલડી વેરણ થઇ લાગી રે વ્રજની નારને ]

ઓ મેઘ અલ્યા, ખાલી અહિં ગરજે રે શું લવલેશમાં ?
શું તોર કરે ? પૂર્વ સ્થિતિ જરી સમરને તું પલવાર તો.

તું તો અન્ય બળે કંઈ ઉર્ધ્વ ચઢયો
વિશ્વ ભાવિએ અલ્પ કર્યું હસવું
અલ્યા, તે પર આવડું શું ફુલવું ? ઓ મેઘ.

અમે ગિરિ શૃંગે વસતા જ્યારે
તું તો બંદી સમો અમને ઝૂકતો
અલ્યા, તેય છતાં નભમાં કૂદતો ? ઓ મેઘ.

વસન્ત અહિં મલકાતી ફરી
તું તો આવ્યો અલ્યા, કંઈ લોભ કરી;
પછી આવડો ગર્વ ધરે શીદથી ? ઓ મેઘ.

અહિં રાગ મલ્હારની ધૂન મચી
તવ જંગલ ગાઢ મહિં ભમતો,
અલ્યા, આવડો શોર નહિ કરતો. ઓ મેઘ.

ઃ

મૃદંગ અહિં તવ ગર્જન શાં
તવ વિદ્યુત શી અહિંયાં રમણી*
પછી આટલો શોર કરે? બસની ઓ મેઘ.

તું તો કુંજ તણાં ફુલડાં હરતો
તો યે કલ્પદ્રુમો અહિં વાસ ભરે,
અલ્યા, મ્હેક વસન્તની નિત્ય વહે. ઓ મેઘ.

નહિં જળ-જન્મી નિત્ય કાન્તિ રહે
અમ ભૂમિ અલ્યા, મણિ-તેજ ભરી,
પછી વ્યર્થ રહ્યો અલ્યા, આ તું મથી. ઓ મેઘ.

અલ્યા ભાગ્યનું ચક્ર સદા ફરતું
કયમ સત્ય ત્હને નહિં એય સૂઝે?
અલ્યા, ભાગ્યનો દાવ તું હાર્યો હવે. ઓ મેઘ.

* ત્હારી વિદ્યુતસમી ય રમણી, રમ્ય રંગે ધનુશા
ત્હારાં ગર્જન ગભીર મધુરાં, સંગીતે ત્યાં મૃદંગો
જળ ઓપ્યો તું સમ મણિ ભૂમિ, તું સમા અભ્રસ્પર્શી
પ્રાસાદો એ વિવિધ વિષયે, ત્હારી સ્પર્ધા કરે ત્યાં.—મેઘદૂત.

# શમણાં

[ રાગ: રૂપલા રાતડીમાં ઉગ્યો ઉરના આરમાં હો બ્હેન ]

પેલાં કુંજન વનમાં બોલે અધીરી કોકિલા હો બ્હેન
હસે લચી ફુલડાં હો બ્હેન

જાગે ત્યારે શમણાં વીત્યાં મધુરા કાલનાં હો બ્હેન
મધુરા બ્હાલનાં હો બ્હેન

કાલ સખિ વહી એ ગયો દૂર રહ્યો પળ એક
રસગોષ્ઠિ અધુરી રહી બોલ અબોલ અનેક

નભમાં વાદળ વેરી પ્રગટે રમતી ચાંદની હો બ્હેન
ઉગે નભ તારલી હો બ્હેન

ચિતમાં ત્યારે સ્મરતી રસગાથા ગતકાલની હો બ્હેન
મધુરા બ્હાલની હો બ્હેન

દાન સખિ દિલનાં દીધાં, કોલ કર્યાં ય અભંગ
ગુથ્યાં આત્મા નેહથી, નેન લીધા નવરંગ

ઘેરાં ઉરના વનમાં વરસે અમીની અંજલિ હો બ્હેન
ઝૂલે રસવલ્લરી હો બ્હેન

દૂર દૂર વસતા મોંઘા અતિથિની રસમંજરી હો બ્હેન
ઝીલું રસ અંજલિ હો બ્હેન

# હૈયું અલિ ડોલે છે

સારૂં આ વિશ્વ અલિ ડોલે છે

ડોલે છે મોર ને ડોલે છે ઢેલ કૈં,
ડોલે આ ફુલડાં અબોલ
હૈયું અલિ ડોલે છે.

ગરવી ગુજરાતણુ ગરબે ય ડોલે,
ડોલે એ દેહનો હિન્ડોલ
હૈયું અલિ ડોલે છે.

ઝૂલે છે આભ ને સાગર ઝૂલે છે
ઝૂલે શૂરાની તલવાર
હૈયું અલિ ડોલે છે.

મન્દિરે દેવનાં પારણાં ય ઝૂલે
ઝૂલે છે માતાનાં બાળ
હૈયું અલિ ડોલે છે.

બોલે કોકિલ ને પપૈયો કૈં બોલે
હૈયે છે વ્હાલમના વ્હાલ
હૈયુ અલિ ડોલે છે.

વેદના ઋષિઓ દેવમંત્ર બોલે
ગાજે આ કાળની કરતાલ
હૈયું અલિ ડોલે છે.

卐

# પ્રીતમ સાંભરે રે

[ ઢાળ: હું તો ઢોલે રમું ને હરિ સાંભરે રે ]

હું તો કુંજે રમું ને પ્રીતમ સાંભરે રે
મ્હારાં ફુલડાં તો હસી હસી જાય રે—હું તો

હું તો ઝૂલે ઝૂલું ને પ્રીતમ સાંભરે રે
મ્હારો ઝૂલો તો આભ ચઢી જાય રે—હું તો

હું તો ગરબે રમું ને પ્રીતમ સાંભરે રે
મ્હારા કંઠના આ સૂર લચી જાય રે—હું તો

હું તો ચન્દ્ર ન્યાળું ને પ્રીતમ સાંભરે રે
મ્હારૂં હેત તો ઢળી ઢળીં જાય રે—હું તો

હું તો સૂર્ય દેખું ને પ્રીતમ સાંભરે રે
મ્હારાં નેણ તો નમી નમી જાય રે—હું તો

હું તો હરિ ભજું ને પ્રીતમ સાંભરે રે
મ્હારૂં ચિત્ત દેવ-મંત્ર ભૂલી જાય રે—હું તો

હું તો પ્રીતમ પેખું, ને કંઈ ન સાંભરે રે
મ્હારૂં હૈયું તો લળી લળી જાય રે—હું તો

⁂ 卐

# રસ તોરણે ચન્દ્રિકા

[ઢાળ: મોરલી તો વાગી રંગ રૂસણે રે]

ચન્દ્રિકા તો આવી રસ તોરણે રે
સૌયે વધાવો એને અબિલ ગુલાલે
કોણ વધાવે એને અબિલ ગુલાલે ?
શ્વેત રંગવાળી એ તો નહિ રે વધાવું—
શું ! વારુ, હાં ? ....ચન્દ્રિકા.

સૌયે વધાવો એને ફુલની સુવાસે
કોણ વધાવે એને ફુલની સુવાસે
અસી રંગ છાંટે એ તો: નહિ રે વધાવું
ના, નહિ રે, નહિ નહિ....ચન્દ્રિકા.

સૌયે વધાવો એને આશા ઉલ્લાસે
કોણ વધાવે એને આશા ઉલ્લાસે ?
પચરંગી આશાઓ તો નહિ રે વધાવું
હાં, કેવાં ? હાં હાં....ચન્દ્રિકા.

સૌયે વધાવા જાય રસસુન્દરી
બાકી રહી એક વ્રજ અલબેલી
શ્યામ રંગવાળી હું તો નહિ રે વધાવું
શું ? ઓહો ! જો, જો....ચન્દ્રિકા.

# નંદકુંવરની પ્રીત

[ મનમોહનની વાંસળી વાગી એ ઢાળમાં તેમજ
માલકોસની છાયામાં પણ ગાઈ શકાય છે ]

હાં–નંદકુંવર શું પ્રીત થઈ (૨)
યમુના તટ સાવ હું એક રહી–હાં.

નહિ સંગ કરે, નહિ વાત લહે
રમનાર બધી ભૂલી રંગ ગઇ–હાં.

નહિ દોષ જુએ કોઈ આપ તણો
વ્રજમાં બદનામ હું પૂરી થઇ–હાં.

તોય કહાન નહિ ચિત્તથી વિસર્યો
ઉર વાંસલડી અતિ ગાજી રહી–હાં.

કંઇ ભૂલ અતિશય મેંય કરી
પલવાર નહિ તોય વેર ટકી–હાં.

કોઇ એક કહો સઉ લાખ કહો
બનનાર બધી થઈ આજ ચુકી–
બનનાર બધી થઈ બાકી નહિ–હાં.



એક જાણીતી ઉસ્તાદી ચીજ ઉપરથી

# માતૃભૂમિ ઉરથી વધાવો

બાલુડાં ભારતીનાં આવો
હો, માતૃભૂમિ ઉરથી વધાવો—બાલુડાં.

મ્હોર્યા આ કુંજ શા
મ્હેંક્યા વસન્ત શા
આર્યોનાં કૂળને દીપાવો
હો, માતૃભૂમિ ઉરથી વધાવો—બાલુડાં.

હૈયાનો લ્હાવ એક
જીવનનો ઝોક એક
માતાની કૂખને દીપાવો
હો, માતૃભૂમિ ઉરથી વધાવો—બાલુડાં

પૃથ્વીના માનદંડ *
હિમાદ્રિ શા અખંડ
ભૂલ્યાં આ વિશ્વને ઉદ્ધારો
હો, માતૃભૂમિ ઉરથી વધાવો—બાલુડાં

જાહ્નવીના વિશ્વવંદ્ય
પુણ્યોદક શા અદ્રિ
મુક્તિનાં નીરને વહાવો
હો, માતૃભૂમિ ઉરથી વધાવો—બાલુડાં

* પૃથ્વી તણું એ ગિરિ માનદંડ—કુમારસંભવ

# શાશ્વત સંવનન

[ ઢાળ: મા પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળિ મા ]

જુઓ જુઓ જગતના લોક, રજની બોલે આ:
એની શાશ્વત છે ફરિયાદ, રજની રોતી આ.
જ્યારે સરજાયાં બ્રહ્માંડ, ચન્દ્ર નીકળ્યો આ:
થઈ ચન્દ્ર શું નીતમ પ્રીત, નભનાં આંગણમાં.
પ્રતિ સંધ્યા આવે આભ, અંગ મ્હલાવે ત્યાં:
સજી યૌવનનો શણગાર, વિશ્વ ઝુલાવે ત્યાં.
વધે રજની અંગ ઉમંગ, ચન્દ્ર રીસાતો ત્યાં:
પછી રજની રીસ ભરાય, ચન્દ્ર પધારે ત્યાં.
સંવનન આ દિવ્ય અપૂર્વ, ભાળ્યું બ્રહ્માંડે:
સુર, ગાંધર્વો, દિગ્પાળ, મુગ્ધ થયાં સૌએ.
સૌ ભાન ભૂલ્યાં, ચડ્યું ઘેન, રસની છોળી ત્યાં:
સૌ બોલી રહ્યાં તત્કાળ, "શાશ્વત રહેજો આ".
સંવનન ચાલે નિત્ય, કંઈ એ દિનથી ત્યાં:
શશિ–રજની લગ્ન ન થાય, રસનાં પૂર વહ્યાં.
મૃદુ ઝાંઝર રણકે વિશ્વ, રજની બોલે આ:
એણે ઓઢ્યાં શ્યામલ ચીર, રજની રોતી આ.
રસચન્દ્રને આપે સાદ, રજની બોલે આ:
એને ઉર અનંગની પીડ, રજની રોતી આ.
રહ્યા અણપૂર્યા અભિલાષ, રજની બોલે આ;
યુગ યુગના એ ઉદ્ગાર, રજની રોતી આ.

રાસ ૧૮

# વેણીનાં ફુલ

હો છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ
હો ફુલ દેશો ? કો ફુલ લેશો ?
છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ
હો છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ

વેણી ધીરેથી ઉપાડો
ધીમે પાંખડીઓ ઉઘાડો
કયું ફુલ લેશો ? કંઈ મૂલ દેશો ?
છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ
હો છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ

રસથી રસિયાં એ રમાડો
આંસુ ભીંજ્યાંને સુકાવો
આંસુ નીર લ્હોશો ? કયાં દૂર જોશો ?
છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ
હો છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ

રંગે રંગો તો નીહાળો
રસિયાં લાડથી લડાવો
કાં રંગ લેશો ? હો રંગ દેશો ?
છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ
હો છૂટી પડયાં મ્હારી વેણીનાં ફુલ

# અણવિશ્વાસુ

[ ઢાળઃ મેંદી રંગ લાગ્યો ]

તેડે પ્રીતમ રસકુંજમાં
ગઈ દૂતિ સંદેશા સાથ રે
હૈયે ચિન્તા થતી.

દિશા અંધારી ગાઢ ને
દૂર, સૂનાં રહ્યાં રસકુંજ રે—હૈયે

મુગ્ધા દૂતિ, વળી યૌવના
મ્હારા પ્રીતમનું ચંચળ ચિત્ત રે—હૈયે

નેન વ્હાલમનાં કામણાં
દૂતિ અંગે વસન્તની મ્હેક રે—હૈયે

અનિલ વહે ચિત્તડોલ આ
મ્હારો વ્હાલમ જુગલ કિશોર રે—હૈયે

દૂતિ રસિયણ સોહામણી
એની રક્ષા કરો મહાદેવ રે—હૈયે

---

दूति त्वं तरुणी युवा स चपलः એ ઉપરથી

રાસ ૩૨

## રસચન્દ્ર

પૂર્ણ ચન્દ્ર સોહે શરદ આભલાંની માંહ્ય
શરદ આભલાંની માંહ્ય
કિરણ તેજનાં ભરાય
રૂડા ચન્દ્ર શોભે શરદ આભલાંની માંહ્ય

પંખા ઝૂલાવતો એ અમૃત વરસાવતો
રસિયાં સુરંગ મલકાવતો—હાં રે
પૂર્ણ ચન્દ્ર સોહે શરદ આભલાંની માંહ્ય

રસચન્દ્ર સોહે હૃદય આભલાંની માંહ્ય
હૃદય આભલાંની માંહ્ય
હૃદય ગોખમાં ન માય
પ્રીતમ ચન્દ્ર શોભે હૃદય આભલાંની માંહ્ય

તેજે રમન્ત એ અંતર વિલાસતો
ઉરનાં આ સોણલાં વધારતો—હાં રે
પ્રીતમ રંગ સોહે હૃદય આભલાંની માંહ્ય

# રંગ કોઇ લેશો નહિ

મ્હારા અંતરમાં એક ગુપ્ત રાખું
એક ટેક રાખું
અન્ય સર્વ કહેવું અહો, કહેવું અહો

મ્હારા જીવનની આશ સર્વ આપું
પુન્ય સર્વ આપું
નામ તો બોલું નહિ, બોલું નહિ

હુંય યમુનાના રંગની ભરેલી
ઘેલી હું થયેલી
ઉર રંગ હેલી
રંગ તો લેવા નહિ, દેવા નહિ
હાંરે રંગ લેશો નહિ, દેશો નહિ

રાસ ૩૩

# આત્માનાં જયરંગ

[ ઢાળ: કાળની ખંજરીના ઝણકાર ]

કાળની ઝણકે આ કરતાલ
ઝીલજો આતમના રણકાર

અવની ડોલે પવન ફુંકાતો
આભ ભર્યો ઉકળાટ

નીર ઉછળે કળજુગ બેઠો આ
દૈત્યની આવી જમાત

નભમાં ઘેરા એ અંધાર
સૂણજો આત્માનો ટંકાર

દિશ દિશ બોલે, વિશ્વ સુહાતું
આજ ખુલ્યાં ઉર દ્વાર

યુગ ઉડતો, નવ સૂર્ય ઉગે, આ
થાયે જય જય કાર

ઉર જ્યોતિનો જયનાદ
સૂણજો આત્માનો રણકાર
ગાજે નભમાં રમ્ય મૃદંગ
ઝીલજો આત્માના જયરંગ

# મુક્તિનાં અધીર

રાગ: સારંગ

[ સંધ્યાનાં ગીતનો ઢાળ પણ આ પ્રમાણે છે ]

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | ° | | | × | | | | | |
| ત | ર | સ્યાં | — | સૌ | — | મુ | — | ક્તિ | નાં | — | અ |
| સાં | ની | સાં | — | નીસાં | રે | સાંની | રેંસા | સાં | ની | પ | પ |
| ધી | — | રાં | — | ગ | — | રૂ | — | ડ | રા | — | જ |
| સ | પ | સપ | ની | પ | મ | રે | મ | રે | સા | ની | સા |
| મ્હે | — | લા | — | ઉ | — | ડો | — | — | રે | — | — |
| ની | સા | રે | મ | મ | — | પ | — | — | ની | પ | મ |
| — | — | — | — | — | — | — | — | — | — | — | — |
| મ | પ | ની | સાં | રેં | ની | સાં | — | — | — | — | — |

અંતરો

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | |
| આ | — | ર | તી | — | દુ | ખી | — | ઉ | રે | — | અ |
| મ | — | પ | ની | — | ની | સાં | — | સાં | સાં | — | સાં |
| ક | — | થ્ય | પ્રા | — | ણ | વે | — | દ | ના | — | — |
| ની | — | સાં | નીસાં | રેંમં | રેં | સાં | રેં | ની | સાં | — | — |
| ભ | ગ | વાં | — | થ | — | યાં | — | — | એ | નાં | — |
| પ | રેં | રેં | — | રેં | સાં | ની | સાં | ની | રેં | ની | સાં |
| ચી | — | — | ર — | ગ | — | રૂ | — | ડ | રા | — | જ |
| પ | ની | પ | ની | પ | મ | રે | મ | રે | સા | ની | સા |
| ગ | ગ | ને | — | ઉ | — | ડો | — | — | — | — | — |
| રે | મ | પ | ની | સાં | રેં | સાં | — | — | સાં | — | — |

વિલંબ ના હવે લગીરે–પહેલી લીટી પ્રમાણે

# કહાન નહિ હું વ્રજનારીરે

મિશ્ર જય જયવંતી–હિંચ

| × | ० | × | ० |
|---|---|---|---|
| કે – ડો | મે – લો | કે – ડો | મે – લો |
| પ રે રે | રેગ મપ ગમ | રે ગ રે | સા ની સા |
| કહા – ન | નહિ – | હું – – | વ્ર – જ |
| રે ગમ | પનીસાં | નીસાં રેંસાં | ની ધમ પ |
| ના – – | રી – – | રે – – | – – – |
| રેગરે | સાનીસા | નીધમપમગ | રેગરેસા નીસા |
| કુ – લ | મા—ની | છું—સ | તી— — |
| રે ગ રે | નીધમપ | પનીનીસાંરેં | સાં— — |
| ના – રી | રે – – | આ – ર્ય | કુ લે – |
| સાંનીધ | મ પ – | પ સાં ની | ધ મ પ |
| હું – – | વ – સ | ના – રી | રે – – |
| ગમગ | પમગમ | રે ગ રે | સાનીસા |

અંતરો

| | | | |
|---|---|---|---|
| ચં – દ્રી | તા – રા | તો ર ણ | ગુંથ્યા – |
| મ – મ | પ – ની | સાંસાંની | સાં સાં– |
| દિ – વ્ય | કુ સુ મ | લ – ણ | ના – રી |
| પ રેં ની | ધ મ પ | રે ગ રે | સાનીસા |

× એવો હોરી સ્વરાંક પૃ. ૫૩ પ્રમાણે પણ આ રાસ ગાઇ શકાય છે.

# પનિહારી

રાગ: મિશ્ર સારંગ

| ૦ | × | ૦ | × |
|---|---|---|---|
| નમો– | સં–ધ્યા | – સ – | રે – – |
| સાંસાંરેં | ની–સાં | –નીસાંરે | નીસાં– |
| વ–ર | તી–રે | – ઘૂ – | ઙુ–ઘી |
| પનીપ | મ–પ | –પમ | રે–મ |
| લ–ઇ | શી–રે | – વિશ | સ–ન્ત |
| રેમપમ | રે–સા | –સાની | ની–ની |
| સ–હુ | પ–નિ | હા– | રી– – |
| ધ રધ | મપની | સાંરેંની | સાં– – |
| – – – | મતભ | રઅ– | નિ–શ |
| – – – | પધપ | નીધપ | મગમ |
| કું–જ | કુંજની | –સુ– | વા–સ |
| ધમપ | રેગરે | મગરે | સાનીસા |
| વહે– | રમતાં | –સુ– | રં–ગ |
| ગરે- | સારેસા | મગમ | રેગરે |
| પં–ખી | કરતાં | –ક– | લો–લ |
| પ–પ | મપપ | નીની– | પનીરેં |
| ત્યાં– – | પુ – ષ્પો | –સહુ | દે–હ |
| સાં– – | નીસાંસાં | નીસાંરેં | નીસાંસાં |
| લચી– | ડો–લે | –અ– | બો–લ |
| પનીપ | મ–પ | –પમ | રે–મ |
| બો–લ | બો–લે | –વિશ | સ–ન્ત |
| રેમપમ | રે–સા | –સાની | ની–ની |
| સ–હુ | પ–નિ | હા– | રી– – |
| ધપધ | મપની | સાંરેંની | સાં– – |

# ફાગુનના દિન જાય

રાગ: હોરી

| | | | |
|---|---|---|---|
| × | ० | × | ० |
| ઘાં — રે | સ — ખી | ફા — ગુ | — ન — |
| રે ગ રે | સા ની સા | સા — રે | — રે — |
| ના — — | દિ — ન | ચા — ર | — — — |
| ગ — — | મ પ મ | પ — પ | — — — |

## અંતરો

| | | | |
|---|---|---|---|
| મ્હે — કે | — આ — | ફુ — લ | ડાં — ને |
| પ રેં રેં | — રેં — | રેં રેં રેં | ગં રેં ગં |
| ઝુ—ક્યું | — આ — | કું — જ | જો — — |
| સાં રેં સાં ની | — પ — | પ ધ સાં | રેં ગં રેં |
| ઉ — ર | નું — — | ઉ — ર | માં — સં |
| સાં રેં ની | સાં — — | ની ધ મ | પ — ધ |
| મા — — | — — ય | — — — | — — — |
| ની સાં ની | સાં - સાં | — — — | — — — |

# વસન્ત

રાગ સોહની હિંચ

| | | | |
|---|---|---|---|
| હાં — રે | સ — ખી | ચા — લો | — ગ — |
| સાં—સાં | સાંસાંની | ધનીની | — ની ધ |
| ખુ —— | વ — ન | કું — જે | — મ — |
| મ — ધ | મધ નીધ | મ ગ ગ | — ગ — |
| મુ — રી | સ — હુ | ચા — લો | — ઋ — |
| રે — ગ | રેગ મગ | રે સા સા | — ની સા |
| તુ — ના | રં — ગ | લ ઈ એ | — — — |
| ગ — મ | ધ — ની | સા રે સાં | — — — |

## અંતરો

| | | | |
|---|---|---|---|
| હાં — રે | સ ખી — | ચા — લો | — વ — |
| સાં — સાં | સાંનીધની | સાં ગં ગં | — ગં — |
| સં — ત | આ — અ | કે — લો | — ર — |
| રે — ગં | રેંગંમંગં | રેં સાં સાં | — સાં — |
| મ — ન્ત | ફુ — લ | ખો — ળે | — સ — |
| સાં ની ની | ની ધ ધ | મ ધ ધ | — ધ — |
| મિ — ર | ના — હિ | ડો — લે | — ઋ — |
| મ — ધ | મધ નીધ | મ ગ ગ | — ની સાં |
| તુ — ના | રં — ગ | લ ઈ એ | — — — |
| ગ — મ | ધ — ની | સાં રેં સાં | — — — |

# ખેલો હોરી

[ આ રાસ કહાન નહિ હું વ્રજ નારી પ્રમાણે-પણ ગવાય છે. જુઓ પૃ. ૪૮]

ખે – લો – હોં – રી – ખે – લો – હોં – રી–
પ ની સા ગ સા નો સા— પ ની સા ગ સા ની સા–

ર સિ યા વિ ણ – હું – – ર મ ના – રી – રે –
સા પ પ પ પ – મ – ગ સા ગ મ પ મ ગ સા –

ર ઢી યા – ળી – હો — વ્ર જ ના – રી – રે –
સા પ પ ની ની પ પ મ સા ગ મ પ મ ગ સા –

ર સ રં – ગે – હું – મ ત વા – રી – રે –
સા પ પ ની નો પ પ મ સા ગ મ પ મ ગ સા –

વ્હા – લ મ આ – જે – પ ર ઘે ર ભા – ળ્યા –
સા પ પ – પ – મ – ગ સા ગ મ પ મ ગ સા –

છ – દે – હું – લ ઢ ના – – – રી – – –
પ ની ની સાં ની સાં પ પ સા ગ મ પ મ ગ સા –

# અનુક્રમ

[ કુદડીવાળા રાસોના સ્વરાંક આપ્યા છે]

રસરાંક